શ્રી ગણેશાય નમઃ

## શ્રી દેશી નાટક સમાજ

# સતી દ્રૌપદી

નાટકના ગાયનો તથા ટુંકસાર

[illegible] દાદાભાઈ [illegible] ઝવેરી



મુકામ—ભાંગવાડી પ્રીન્સેસ થીએટર, મુંબઈ.

—કીંમત ૪ આના—





# સતી દ્રૌપદી

## નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

સ્વર્ગસ્થ સાક્ષરરત્ન શ્રીયુત ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી સંસ્થાપિત
સદ્ગત શેઠશ્રી હરગોવિંદદાસ જેઠાભાઈ શાહની સ્વતંત્ર માલીકીની

## શ્રી દેશી નાટક સમાજ.

માટે

રચનારઃ—**શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરી**



છપાવી પ્રસિધ્ધ કરનાર.

**સ્વ. હરગોવિંદદાસ જેઠાભાઇ શાહ.**

માલેકઃ—**શ્રી દેશી નાટક સમાજ.**

ભાંગવાડી, પ્રીન્સેસ થીએટર, મુંબઇ.



સંવત ૧૯૯૬ ]    આવૃત્તિ ૧૮ મી પ્રત ૧૫૦૦    [ સને ૧૯૪૦

# મુખ્ય પાત્રોના નામ.

**શ્રીકૃષ્ણ**—દ્વારકાધીશ શ્રી પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન.

**ધર્મ**—
**ભીમ**—
**અર્જુન**—
**સહદેવ**—
**નીકુળ**—
} પાન્ડુરાજાના પુત્રો પાંડવ; કૌરવના પીત્રાઇ.

**દુર્યોધન**—હસ્તીનાપુરનો રાજા, ધ્રતરાષ્ટ્રનો પુત્ર, પાંડવનો-પીત્રાઇ.

**દુઃશાસન**—તેનો નાનો ભાઇ.

**શકુની**—દુર્યોધનનો મામો કંદહાર દેશનો રાજા.

**ભીષ્મ**—નૈષ્ઠિક બ્રહ્મચારી; શાંતનુ રાજાનો પુત્ર.

**ધૃતરાષ્ટ્ર**—દુર્યોધનના અંધ પિતા.

**વિદુર**—રાજા ધ્રતરાષ્ટ્રનાં ઓરમાન ભાઇ. શ્રી કૃષ્ણના પરમ ભક્ત

**અભિમન્યુ**—અર્જુનનો પુત્ર શ્રી કૃષ્ણ ભગવાનનો ભાણેજ

**નારદ**—બ્રહ્માના પુત્ર; દેવર્ષીઓમાં શ્રેષ્ઠ રૃષિ.

## સ્ત્રી વર્ગ.

**દ્રૌપદી**—પાંડવોની સ્ત્રી શ્રી દ્રૌપદ રાજાની કન્યા.

**સુભદ્રા**—અર્જુનની સ્ત્રી. શ્રી કૃષ્ણની બ્હેન.

**રૂક્ષ્મણી**—
**સત્યભામા**-
} શ્રી કૃષ્ણ ભગવાનની મુખ્ય પટરાણીઓ.

**ઉત્તરા**—વૈરાટ રાજાની પુત્રી, અભિમન્યુની સ્ત્રી.

**ભાનુમતિ**—દુર્યોધનની સ્ત્રી.

દાસ, દાસી, દરબારીઓ, સીપાઇઓ, વિગેરે.

## સ્થળ.

ઇંદ્રપસ્થ, હસ્તિનાપુર, દ્રારકા, કુરૂક્ષેત્ર, વૈરાટ.

# સતી દ્રૌપદી નાટકનો ટુંક સાર.

## અંક પહેલો મંગળાચરણ.

**પ્રવેશ ૧ લો**—મયદાનવ બાગ. પાંડવોના રાજસુયજ્ઞ પ્રસંગે પધારેલા **શ્રી**કૃષ્ણ ભગવાનની પટરાણી રાણી રૂક્ષ્મણી તથા સત્યભામા વિગેરેને સતી દ્રૌપદી પોતાનો બાગ બતાવી ઈશ્વરનો ઉપકાર માની રહ્યા છે. પાછળથી ભીમ, દુર્યોધનનું તથા શકુનીનું આવવું પાંડવોનો વૈભવ જોઈ દુર્યોધનનો દ્વેષ, દ્વેષી દુર્યોધનનું દિવાલ સાથે અથડાવું. દ્રૌપદીનું હાસ્ય. ભીમે કરેલું દુર્યોધનનું અપમાન ક્રોધાવેશમાં દુર્યોધનનું વિદાય થવું. દ્રૌપદી રૂક્ષ્મણી તથા સત્યભામા વિગેરેનો હાસ્ય વિનોદ **શ્રી** કૃષ્ણ ભગવાનનું પધારવું; શેલડી છોલતાં **શ્રી** કૃષ્ણની કપાયેલી આંગળી ઉપર દ્રૌપદીએ પોતાના ચીરનો પાલવ ફાડી પાટો બાંધવો. **શ્રી** કૃષ્ણ ભગવાનની આશિષ.

**પ્રવેશ ૨ જો**— શ્રી કૃષ્ણ ભગવાનનું દ્વારકા તરફ વિદાય થવું જતાં જતાં પાંડવોને રાજ્ય ધર્મનો ઉપદેશ. પાંડવોનો **શ્રી** કૃષ્ણ પ્રત્યે પૂજ્ય ભાવ.

**પ્રવેશ ૩ જો**—દુર્યોધન અપમાનની ધુનમાં; પાછળથી શકુની જુગારથી પાંડવોનું સર્વસ્વ હરી લઈ દ્રૌપદી તથા પાંડવોને પાયમાલ કરવાનો સંકેત.

**પ્રવેશ ૪ થો**—ધ્રુતરાષ્ટ્ર તથા વિદુર ઈશ્વર ભક્તિમાં; પાછળથી દુર્યોધન તથા શકુનીનું પાંડવોને જુગાર રમાડવા તેડી લાવવું દુર્યોધનનો પિતા પાસે દુરાગ્રહ.

**પ્રવેશ ૫ મો**—ભાનુમતિનું અંતઃપુર; પાંડવોનું અનિષ્ટ કરવાનો દુર્યોધનનો દ્રઢ સંકલ્પ; ભાનુમતીનો હિતોપદેશ

**પ્રવેશ ૬ ઠો**—હસ્તિનાપુરમાં કૌરવ રાજસભા; પાંડવોનું આવવું; જુગાર, પાંડવોની હાર, પાંચમા દાવમાં દ્રૌપદી; ધર્મનો શોક; ભીમનો ક્રોધ, દ્રૌપદીને સભામાં ખેંચી લાવવા દુર્યોધને દુઃશાસનને હુકમ કરવો.

**પ્રવેશ ૭ મો**—વિચારના વમળમાં પડેલી રજસ્વળા દ્રૌપદી પાસે દુષ્ટ દુઃશાસનનું આવવું. દ્રૌપદીને સભામાં ઘસડી જવી.

**પ્રવેશ ૮ મો**—દ્વારકામાં સુખાસનપર પોઢેલાં શ્રીકૃષ્ણ ભગવાનનું નિંદ્રામાંથી એકદમ ચમકવું, સતી દ્રૌપદીને છોડાવવા હસ્તિનાપુર પ્રયાણ

**પ્રવેશ ૯ મો**—વિદુર–આશ્રમમાં પાંડવોપર આવી પડેલી આફતના વીચારમાં; શ્રીકૃષ્ણ ભગવાનનું પધારવું. ભકતની તુચ્છ ભેટનો ભગવાને કરેલો સ્વીકાર; સતી દ્રૌપદીને કૌરવોના જુલમથી બચાવવા શ્રીકૃષ્ણનું વિદાય થવું.

**પ્રવેશ ૧૦ મો**—હસ્તિનાપુરથી રાજસભા, દુર્યોધનનો હર્ષ, દ્રૌપદીને લઇ દુઃશાસનનું આવવું. દ્રૌપદીનો કરૂણાજનક વિલાપ, ભીમનો ક્રોધ; દ્રૌપદીના વસ્ત્રનું હરણ; સતીનો શ્રાપ; દુઃશાસનનો દ્રૌપદી પ્રત્યે અત્યંત જુલમ. અંતરિક્ષમાંથી શ્રીકૃષ્ણ ભગવાને દેવી દ્રૌપદીને પુરેલાં ચીર, પાપીઓપર પ્રભુના તેજનો પ્રભાવ; કૌરવોનું વિસ્મય થવું ભક્તને પ્રભુ દર્શન.



# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—ભક્ત વિદુરનો તેર વર્ષ વનવાશ ગયેલાપાંડવો માટે શોક, પાછળથી દુર્યોધન તથા શકુની; દુષ્ટ સંકેત; દ્રૌપદીને પાછી વનમાંથી હરણ કરી લાવવા દુઃશાસનને કરેલી આજ્ઞા.

પ્ર ૨—મુનિ આશ્રમમાં દ્રૌપદી, દુઃશાસનનું વેશ બદલી આવવુ અચાનક હરણ પાછળથી પાંડવો, સતી હરણથી સંતાપ; મુની નારદનું આવવું, ધર્મને ધીરજ વૈરાટ નગર તરફ ગુપ્ત રહેવા ભલામણ; ભક્ત દુઃખી અને પ્રભુ સુખી એવા વિચારથી ભગવાનને ત્યાં કુટુંબ ક્લેશ કરાવવા નારદનું દ્વારિકા તરફ વિદાય થવું.

પ્ર ૩—કારાગૃહમાં દ્રૌપદી કેદ. દુર્યોધનનો જુલ્મ દ્રૌપદીનું કલ્પાંત; શ્રીકૃષ્ણ ભગવાનનું કેદી દ્રૌપદીને લઇને અદ્રશ્ય થવું.

પ્ર ૪—દ્વારિકામાં નારદ તરફથી શ્રીકૃષ્ણ ભગવાનને સ્વર્ગના પારિજાતક પુષ્પની ભેટ; અને તે પુષ્પ સત્યભામાને આપવું શ્રીકૃષ્ણનું વિદાય થવું પાછળથી રૂક્ષ્મણી નારદ વિધા.

પ્ર ૫—રૂક્ષ્મણી તથા શ્રીકૃષ્ણચંદ્ર અંતરપુરમાં; પાછળથી સત્યભામાને લઇ નારદનું આવવું; સત્યભામાનો ક્રોધ અને નારદનો આનંદ.

પ્ર ૬—શોકગ્રસ્ત સત્યભામા, પારિજાતક પુષ્પ માટે સત્યભામાનું રીસાવું; અને શ્રીકૃષ્ણદેવનું સમજાવવું, શ્રીકૃષ્ણ ભગવાનનો પુષ્પ માટે પ્રપંચ. પાછળથી રૂક્મિણીને લઇ નારદનો પ્રવેશ, પરસ્પર ક્લેશ, માયાનું પ્રાબલ્ય, સત્યભામાની હઠ, શ્રીકૃષ્ણની કૃપાથી પારિજાતકના વૃક્ષનું પ્રગટ થવું. પુષ્પ માટે સત્યભામાની અધીરાઇ; નારદને નારાયણ નામનો ચમત્કાર બતાવવા શ્રીકૃષ્ણચંદ્રની યુકિત, નારદ પ્રપંચ નાટકની પુર્ણાહુતી, ભક્ત પાંડવો તથા દ્રૌપદીને દુઃખથી છોડાવવા નારદે શ્રીકૃષ્ણ ભગવાનને કરેલી સ્તુતિ, શ્રીકૃષ્ણ ભગવાનનું હસ્તિનાપુર જવા માટેપ્રયાણ.

પ્ર ૭ મો—વિદુર આશ્રમ,—શ્રીકૃષ્ણ ભગવાનની પધરામણી, પ્રભુના પ્રસાદ માટે ભક્તને ચિંતા. શ્રીકૃષ્ણ ભગવાનની જમવા માટે

આતુરતા ભકત વિદુરને થતો ગભરાટ, દુર્યોધનને પીરસાવી મોકલેલા પકવાનનો તિરસ્કાર, ભકતની ભાજીનો સ્વીકાર; પાંડવોના સમાચાર, શ્રીકૃષ્ણ ભગવાનનું કૌરવ પાંડવ વચ્ચે સલાહ કરાવવા દુત તરીકે કૌરવ સભામાં જવું.

પ્ર. ૮—કૌરવ સભા શ્રી કૃષ્ણચંદ્રનું પધારવું પાંડવોનો સંદેશો; સલાહ માટે શ્રીકૃષ્ણચંદ્રનો સદ્બોધ, પાપી દુર્યોધન નો શ્રીકૃષ્ણ પ્રત્યે ક્રોધ; શ્રીકૃષ્ણે કૌરવ કુળ માટે ભાખેલું ભવિષ્ય; શ્રીકૃષ્ણ ભગવાનને પકડવા દુ:સાશન, કર્ણ, વિગેરેને દુર્યોધને કરેલો હુકમ, કૃષ્ણપ્રભુનું અનેક રૂપે પ્રગટ થવું. ટેબ્લો.

## અંક ત્રીજો.

પ્ર. ૧—વૈરાટ રાજાનો બાગ, પતિવિરહમાં ઉત્તરાનો સાહેલીઓ સાથે હાસ્યવિનોદ. સાસરેથી આણું આવવાના સમાચાર, પતિને મળવાના હર્ષમાં ઉત્તરા.

પ્ર. ૨—ભાગ્યને આધીન દ્રોપદી. બ્રાહ્મણ વેશમાં શ્રીકૃષ્ણ ભગવાનનું આવવું. દ્રોપદીની કસોટી કરી છેવટે ભાનુમતિને મળનારૂં અખંડ સૌભાગ્ય દ્રૌપદીને અપાવા યુકિતથી ભીષ્મ પાસે લઈ જવું.

પ્ર. ૩—કુરૂક્ષેત્રમાં ભીષ્મનું શીબીર, ભીષ્મ સમાધિમાં દ્રૌપદી સાથે બ્રાહ્મણ વેશમાં શ્રીકૃષ્ણ ભગવાનનું આવવું; સીપાઇથી શ્રીકૃષ્ણ ભગવાનનું અપમાન પામી પાછા ફરવું, દ્રૌપદીનું કલ્પાંત, ઈશ્વર સ્મરણ શ્રીકૃષ્ણ ભગવાનનું અસલ સ્વરૂપમાં આવવું; ચુપચાપ ભીષ્મ પાસેથી દ્રોપદીને અખંડ સૌભાગ્ય અપાવી વિદાય થવું; પાછળથી પતિની આજ્ઞા પ્રમાણે ભાનુમતિનું અખંડ સૌભાગ્યનું વરદાન મેળવવા આવવુ ભીષ્મની વિસ્મયતા, ભાનુમતિની નિષ્ફળતા, ભીષ્મની ભીષ્મ પ્રતિજ્ઞા

પાછળથી પાંડવ સૈન્ય; પાંડવ સેનાનો સેનાપત્તિ શીખંડી ( જન્મકાળનો સ્ત્રી ) હોવાથી ભીષ્મે હથીયાર છોડવાં, સમયનો લાભ લઇ શ્રી કૃષ્ણની સલાહથી અર્જુનનું બાણ મારવું ભીષ્મનું પડવું. અર્જુનને આશીષ ભીષ્મનો દેહ ત્યાગ.

**પ્ર. ૪**—ભીષ્મનું શરીર–નિદ્રામાં ભીમ; સેવામાં દ્રૌપદી શ્રીકૃષ્ણ ભગવાનનું આવવું; ભીમને ઉશ્કેરી યુધ્ધે મોકલવા, દ્રૌપદીને સૂચના કરી વિદાય થવું; ભીમનું જાગવું, દ્રૌપદીના મર્મ વાકયોથી ભીમનું ઉશ્કેરાવું; ભીમનો અત્યંત ક્રોધ, ભીમનું ઉન્મત અવસ્થામાં ગદા લઇ શત્રુને મારવા વિદાય થવું.

**પ્ર. ૫**—પીયરથી સાસરે આવતી ઉત્તરા--પતિને મળવાની અભિલાષા–ત્યાં રસ્તામાંજ યુધ્ધે વિચરતા વીર અભિમન્યુનો મેળાપ સ્નેહ–મીલન–યુધ્ધે ચડતા સ્વામીને ભાવભરી વિદાય—

**પ્ર. ૬**—અભિમન્યુ લડાઇના મેદાનમાં; છ કોઠા જીતી સાતમા કોઠાને જીતવાના વિચારમાં; સાતમા કોઠાના સેનાપતિ જયદ્રથનું આવવું; પરસ્પર લડાઇ, અભિમન્યુનો અંત, પાતાળમાંથી અર્જુનનું આવવું, પુત્રનો શોક, અરસપરસ યુધ્ધ, અર્જુનના હાથે જયદ્રથનો વધ.

**પ્ર. ૭**—કુરૂક્ષેત્રમાં કૌરવ, પરાજયથી ગભરાયેલા દુર્યોધનની શકુની સાથે સલાહ, રૂદ્રરૂપ ધારી ભીમની ભયંકર ગર્જના, શકુનીનું છટકી જતાં ભીમને હાથે મ્હોત; ભીમ દુર્યોધનનુ ગદાયુધ્ધ દુર્યોધનનો નાશ; પાછળથી દુઃશાસનનું ભીમ સાથે ગદાયુધ્ધ, દુઃશાસનનો નાશ,, ભીમે કરેલું રૂધીર પાન,, ભીમની પ્રતિજ્ઞા સિધ્ધ,, વ્યાકુળ દ્રૌપદી; પતિ શોધમાં; ભીમે કરેલું દ્રૌપદીના વેણીમાં રૂધિર સિંચન. પરસ્પર પ્રેમાલીંગન; શ્રીકૃષ્ણ ભગવાનના પવિત્ર હાથે ધર્મરાજને રાજ્યાભિષેક છેવટનો આનંદ શાન્તિ શાન્તિ.

**શાન્તિ !**

॥ श्री परमात्माने नमः ॥

# સતી દ્રૌપદી.

## નાટકનાં ગાયનો.



### અંક ૧ લો.

### મંગળાચરણ.

સુત્રધાર—દ્વાપરના અંત માંહી, કળીના આરંભ માંહી,
લીલા કીધી લાલ બાલ કૃષ્ણચંદ્ર નંદ નંદ,
ધર્મ સ્થંભ સ્થાપનાર અધર્મને ઉથાપનાર,
પાંડુ પુત્ર પાળનાર શ્રી મુકુંદ સુખ કંદ.
કૌરવ વૃતાંત કાળ આણી એનો અંત કાળ,
ધર્મ રાજ્ય સ્થાપ્યું એવા નામું નંદ વા યોગીન્દ્ર

નટી—ધર્મ ધુરંધર શ્રીયદુનંદન જયજગવંદન સ્વામી રામ;
જગદાનંદન કંસ નીકંદન પંકજ ચરણ નમામી રામ;
સંત સતી સુખદાયક જનના, સહાયક દીનતા,

વિશ્વંભર વ્યાપક જળ સ્થળના, શશી દિનકરના
ગૌ બ્રાહ્મણ પતિપાલ લાલજી પાંડવના રખવાળ જોને
દ્રૌપદી કેરા દાસ દયાળુ કૌરવ કુળના કાળ જોને
ભારત ભવજળ તારક સ્વામી પાર્થ રથના ગામીરામ,

## દ્રૌપદી, સાહેલીઓ— ૧

વાહ વા'રે ઓ બેન, શોભા મંડપની આ શી બની,
રૂડી દીસે છે બેન, લીલા આજે નવરંગની;
વાત કરીએ શું બેન, આજે અમારા આનંદની–વાહરે.
શોકને આનંદનારે રંગે પુર્યો આ મંડપ સંસાર.
રાગને વૈરાગ્યવાળાં પ્રાણી જેમાં દીસે અપરમપાર,
શી કળા કરી ચિત્રકારે વિશ્વ નાટક સુત્રધારે;
રચના વિવિધ પ્રકારે— વાહરે.
નવ રંગીત નવ પલ્લવો નવ નવ માનવ જાત;
નવલ બાલની નવ લીલા નવે ખંડ વિખ્યાત.

## દ્રૌપદી— ૨

હું કરૂં આ મેં કર્યું એ માનવી મીથ્યા બકે,
ઇશની આજ્ઞા વીના ના પાન પણ હાલી શકે,
ચંદ્ર તારા સુર્યને ગ્રહની ગતિ આધીન છે,
કિરતારની ન્યારી કળા જ્યાં સર્વ પ્રાણી દીન છે,
કલ્યાણ દાતા છે વિધાતા સંતના ભગવંત રે,
એ નિરંજન નાથને નમીએ નિરંતર અંતરે.

## ગરબો.

હો કનૈયાજીરે અમને મોહન માયા લગાડી અલબેલા
વનમાં વેણુ વગાડી અલબેલા— હો૦
બંસી બટ પનઘટ નિકટ, ત્રેટ યમુના યદુવીર
નાચે નટવર નંદના હરી હળધરના વીર
લીલી લવિંગ લતા શોભતીજીરે,
લીલાં વન વૃક્ષ વેલ વાડીઓજીરે, મારા વાલા.
ચાલો સખી જઇએ ત્યાં જ્યાં વસે વૃજરાજ,
નીર ભરંતા પ્રભુ મળે એક પંથ દો કાજ.
રસીયાજી રાસ રમાડોરે અમને રસીયાજી રાસ રમાડો
સમીરે સંધ્યાની આવી સરખી સાહેલી
આનંદ અંગે પમાડોરે અમને રસીયાજી રાસ રમાડો
બંસી બટ સમ બટ નહીં નંદ ધામ સમ ધામ
વૃંદાવન સમ વન નહીં કૃષ્ણ નામ સમ નામ
કા'નજીને માથે મણી જડયા મોળીઆરે
કાન તારા મોળીઆનો બડો બડો ઠાઠ
ખમા ખમા રૂપાળા કાન'ને
કા'નજીએપીળાપીળાંપીતાંબરપેરીયા,કાનજીનેકાને કુંડલહૈયેહારે
ખમા ખમા લટકાળા કાન'ને—હો કનૈયા—

 

ધર્મ— ૪

પરબ્રહ્મ પરમેશ્વર પુરૂષોત્તમ પરમાનંદ
નંદ નંદન આનંદ કંદ જસોદા નંદ શ્રી ગોવીંદ...પર.
કરૂણા સીંધુ દીનબંધુ કેશવ માધવ મુકુંદ
વિશ્વંભર વિશ્વાધાર વિશ્વમાં વસી રેનાર ..પર.
વાસ આપ ચરણ ધામ યાચીએ કૃપા-નિધાન
પુર્ણ કામ પુરો કામ વિનવીએ કરી પ્રણામ...પર.

સકુનિ — ૫

તું છે મારો કટ્ટો શત્રુ કાઢું તારૂ નિર્મુળ
દુશ્મનને હેતુ સમજે તે માણસની મોટી ભુલ
છળબળથી યા બુદ્ધિ બળથી ખેલાવું દાવ જરૂર
આપસમાં અગ્નિ સળગાવી આ બંદા રહેવાના દુર
દુશ્મનને ખુબ લડાવું હાં જાઉં બસ જાઉં
ચાલાકી ખુબ લગાવું.......હાં૦
ખટપટ પુરી સળગાવું.......હાં૦
આપસમાં જંગ જમાવું......હાં૦

## ભાનુમતિ— ૬

પ્રાણ પતિ પ્રભુ આવ્યા હજુ નહીં કહે શું કરૂં
અધીરી શું થતી ઘેલી ગઇ ગતિ આય શું કરૂં
બટક બોલી બેશ ગમાર
ખાલી ખીજાવ્યામાં શું વળનાર .....પ્રાણ૦
જોબનવંતી જુવતી વેલને પ્રાણ પિયુ તરૂવર આધાર
ભુંડામાં ભુંડી વિયોગની વ્યાધી બે'ન બનાવે છેક લાચાર
ધીરી તું થા, મુક બકવા
જો નીરખી, કયાં છે સખી ?
ચંચલ ચાલથી ઠમકે ચાલો, પ્રાણપિયુસંગ સુખેથી મ્હાલો
વાહ બા વાહ
સમજતી નથી પ્રીતની રીતમાં જારે અલી...પ્રાણ૦

## ભાનુમતિ— ૭

ધરો કાંઇ હિત શિખામણ ધ્યાન ગર્વથી નથી નાથ કલ્યાણ
કુસંપે રળ્યું કોણ આરામ મેળવ્યું કોણે મહીમાં માન
અભીમાન પર્વત છે મોટો હેઠળ ઉંડી ખાઇ
ચડયા પડયા તે નર પછડાયા છરમાં ગયા છુંદાઇ–ધરો૦
લંકા સરખો ગઢ દુર્ઘટને સમુદ્ર સરખી ખાઇ
લંકપતિ પણ લંક ન લાગ્યો રણમાં ગયો રોળાઇ
હિરણ્યાક્ષને હિરણ્યકશ્યપ જબર જંગ બે ભાઈ
નરસિંહ રૂપે નખે વધેર્યો માને ગયા મરડાઇ–ધરો૦

## વારાંગના— ૮

નીસા ગમ પધની ધપ મગગ પધમપ ગમગરેસા
સારે નીની સાસા મગગ પધમપ ગરે મગરે સારે
નીસાગમ નીસાગમ પગપગમ પની સારે સાની ધપ
ગગરેરેસા—

પનીસા મગરેસા સાની સારે સાની ધપ મપ નીની
ધપ મપ સાની ધપ નીધપમ ગરે નગરે સારે—

## રૂક્ષ્મણી—સત્યભામા— ૯

સ્વામી સેજથી હવે જાગો શ્રી હરી,
પ્રભુ દર્શને અધીરી સર્વ સુંદરી,
પ્રભુ મનહર શ્રી મોહનની ઘનશ્યામ મુર્તિ.
જોઇને મોહીએ સુંદર શ્યામ સુર્તિ,
અજબ મુરલી મંત્ર શ્યામ,
ઘેલી કરી સકળ વામ,
દેવ મંગળા કરી, હવે જાગો શ્રી હરી.

## દ્રૌપદી— ૧૦

શામળીયાજી કરજો મારી સહાય રે.
વ્હાલા ગરૂડે ચઢીને વેલા આવજો રે;
શ્યામ સલુણા સુભદ્રાના વીર રે.
આ દીન બાળાની લાજ દયાળુ રાખજો રે

છોગાળા છે વાત છેલી નથી મારૂ કોઇ બેલી
વા'લા તુજ ગુણુની ઘેલી દાસી દુઃખમાં ડુબેલી
દુઃખીની દાદરે ફરીયાદ અંતર લાવજો રે.
કૌરવ કર્મ ચંડાળ દુઃશાશન નિર્દય અરે
જોતાં પાંચ ભર્તાર પાપી પટકુળ તાણુતો;
વા'રે આવોને દયા દીલ લાવોને
નાથ છું અનાથ નારી ભરૂસો છે ભુધર ભારી.
જેવી તેવી છું તમારી વા'લા દેશો ના બિસારી
હેતે હળધરજીના વીર આવી ઉગારજો રે. વ્હાલા૦

# અંક બીજો.

નારદ— ૧૧

ગોવીંદ ગુણ ગાઓ રે નરનાર.
ગિરીધર શ્રી ધર શ્રી મુરલી ધર
નામથી નેહ લગાવો–હા નેહ લગાવો રે
મારૂં તારૂં મિથ્યા માની કૃષ્ણ કૃષ્ણ કહે જાવોરે–રે૦
અધમ ઉધારણ ભવ જલ તારણ
નિરભય નામથી થાવોરે ભય નામથી જાવો રે–રે૦

નારદ— ૧૨

ઝટપટ જાવું રંગ જમાવું,
નટવર ઘર ખટપટ પ્રગટાવું આ...વાહ વાહ.

નારદના નામમાં ખામી શી કામમાં
ઇશ્વરના ધ્યાનમાં રેહેવું ગુલતાનમાં,
નારાયણના નામ રટણમાં—ઝટપટ.
ગોવિંદ ગુણ ગાનમાં ભકિતરસ પાનમાં
આત્મ જ્ઞાન મસ્ત તોફાનમાં;
કુશળ છું હું કૃષ્ણ કપટમાં—

નારદ— ૧૩

નંદના લાલ કુંવરજી કામણગારા સાચા,
કૃષ્ણ કનૈયા બંસીવાલા લાલ—નંદના૦
નંદ યશોદાને પારણે ઝુલ્યા પ્રભુ,
ગોપીના ગોરસ ઢોળ્યાં,
કંસના વંશનો ધ્વંશ કરીને—
માત તાતના બંધન ટાળ્યા વ્હાલા—નંદના૦
વંદ્રાવનમાં રાસ રચીને—
નીજ જન પ્રેમથી પાળ્યા,
એવા પ્રભુ શ્રી નટનાગરના—
ચારિત્ર અનેક નિહાળ્યા, વ્હાલા—નંદના૦

નારદ— ૧૪

વાહરે ગમ્મત વાહરે રંગત,
કેવી જમાવી છે વાહ વાહ;

એકને કહી સમજાવીએ આમ
બીજાને વળી સમજાવીએ આમ--વાહરે૦

પ્રપંચ રૂપ સંસાર જણાય,
પ્રપંચી એજ પંડીત ગણાય,
પાખંડીના પડે પાસા પોબાર,
જુઠાનો જય અને સાચાની હાર;
કપટ તણી બાજી ઘણું રમી જાણી.

પુરો જ્ઞાની લેવો માની,
જીવનનો એ છે સાર સાર-વાહરે૦

## રૂક્ષ્મણિ ૧૫

વા'રે લાલ મોહન બંસીવાલા.
ઠગો છો સાનેરે સલુણા;
જાણી જાણી તમારી મેં ઠગાઇ.
પ્રીત બાંધી હવે હું પસ્તાઇ;
પસ્તાઇ પુરી કાના, ઠગાઇ હુ તો કાના,
રસભીના રંગીલા શરમાળા શામળીયાં વારે૦

શાને સતાવો વાલા વાતે ઉડાવોરે,
એરી એરી લાલા વાતે ઉડાવોરે,
મેં જાણ્યા સરવે ચાળા અરે જાઓ નંદલાલા,
[illegible]

રૂક્ષ્મણિ—કૃષ્ણ— ૧૬

ધન્ય ભાગ્ય સૌભાગ્યવતી જે, પતિ સેવામાં અરપે પ્રાણને;
આપ દુઃખ તરણા સમ ગણીને. પ્રભુ પ્રસન્ન કરી લેતી લાણને
સકળ તીર્થ પતિ દેવ ચરણમાં, સકળશાસ્ત્ર નીતિ નાથ શરણમાં
વિકટ વાટ સંસાર અરણ્યમાં, શાન્તિ શ્રીપતિ ચરણ કમળમાં.
નાથ સાથ વનવાસ સ્વર્ગસમ, એથી અધીક શું કેવું આપને;
દેવી સુણો દ્રષ્ટાંત સતીનાં, કામ તેમની પતિ ભકિતનાં.
સીતા સાવિત્રી સત્યવંતી, દેવી દેવહુતી દમયંતી;
રાજપાટ સુખ સંપત ત્યાગી, પતિ સુખ કાજે રવડી રાનમાં.

સત્યભામા—કૃષ્ણ—

જાઓ મોહન નકુટ નટખટ મને સતાવો નહી,
લાલા લહેરી લટકે લટકાળા લલચાવો નહી;
વાહરે વાહ શાણી રાણી,
આવ્યા શું પાસ મારી જાઓ જે હોય પ્યારી
રીશાય શાને વ્હાલી રસીલી તું;
થાય શું છેક આમ હઠીલી તું;
દુઃખીઆને દુઃખ દેવા,
આવ્યા શું લ્હાણ લેવા—જાઓ.

કૃષ્ણ— ૧૮

મહા માયા રૂપ અજબ મોહિની,
મોહ્યા મુનિજન જેના મોહમાં;

સીધ્ધ સાધુ સન્યાસી યોગીજન,
કોઈ ના ફાવ્યા તેના -દોહમાં,
જપ તપ તીરથ શમ દમ સાધન,
સ્નાન ધ્યાન શ્રુતી સાસ્ત્રની કથા;
વનવાસી અવિનાશી ઉપાસી,
નાશી ન તેથી માયાની વ્યથા-મહા૦
વસ્યા વિષ્ણુ મહામાયા સંગે ક્ષીર સાગરમાં વાસ,
શીવજી પણ અર્ધંગા સંગે સાધે યોગાભ્યાસ,
બ્રહ્મા પણ સાવિત્રી સંગે વસ્યા કમળ દળ કેરા કોષમ

રૂક્ષ્મણિ-સત્યભામા }
કૃષ્ણ—નારદ- } ૧૯

મોહન મારા જીવન પ્યારા નટવર નંદ દુલારાજી
શ્રીધર સુંદર પ્રભુ લક્ષ્મીધર દેવકીનંદ દયાળાજી,
ગીરીવર ધારી કુંજ બીહારી વનમાળી શ્રી દેવ મોરારી;
રસીક રમણ તમપર બલીહારી રાધાવર રઢીયાળાજી-મોહન
પાન્ડુ નંદન ભકત તમારા દ્રૌપદી બાળા શીલ ગુણશાળા,
વન વન રવડે થઈ દુખીયારાં,
શાણી સતી દુ:ખી થતી પાપે અતી;
કુરૂપતિ દુષ્ટમતિના હા......હા.
વ્હાર કરો જઇ વ્હાલાજી. મોહન.

૧૯

૨૦

નીસા મગપમધપગમરેરે સાસારે-નીસામ
મપપનીધનીસા ગમરેસા સારેનીસા ધનીધપ
મરેસા પરેસાનીસા મપધનીસા નીધપમપનીધપ
ગમધપરેપપગમરેસા-નીસા સારેસા મમમમમગમગપપપપ
મપધનીધપમપસા નીધપગમ ધપરેરેપપગમેરેરેસાસા-નીનીસા
પરેસા નીસા મપધનીસા નીધપ સાસા નીનીધધપપગગમમ
રેરેસાસા પપમમરેરેસાસા—નીનીસામ

# અંક ત્રીજો

**સાહેલીઓ—** ૨૧

અહો સખી રાજકુમારી, રાજની પ્યારી ઉત્તરાબાળી-અહો૦
નહીં રાગ રંગે રમે નહી સખી સંગ ગમે
વૃથા દીલ શાને દમે કહે શું દુઃખ તને
ખમા ખમા બલા લઉં વારી બેન આ મારી-અહો.
યુવાથી અંગ ખીલ્યું વિલું મુખ કેમ વીલું,
સુમન રૂડું રસીલું આજે થયું શે હઠીલું.
ધીરી ધીરી વ્હાલી બેન આ મારી શે દુઃખયારી-અહો૦
સુતા વૈરાટની તું પાંડુ કુળ રાજ વધુ,
મારા સમ માન ને તું ઘટે ના કેવું વધુ;
હાલો માલો સખી સંગ રસીલી મોહન વેલી—અહો૦

## ઉત્તારા ૨૨

સખી સ્વપ્ન મહીં મન મોહન મેં નીરખ્યા એકાંત વિશે શયને,
શરમાઇ રહી રતિ નાથ મદે મુખથી નહીં કાંઇ બોલાય અરે;
વિનવે અતિ વલ્લભ વ્હાલ ધરી નવ ઉત્તર મુખ અપાય જરી,
નિચું જોઇ રહી દ્રગ પ્રેમ ભરી ખણુતી પૃથ્વી નીજ પાય અરે;
કર સાહી રસીક રૂદે વળગ્યા કરતાં બળસેન થયા અળગા,
તુટી હાર ગયો એ રકઝકમાં કસ કંચુકીની છુટી જાય અરે;
છુટી કેશ ગયા વિખરાઇ અરે ગઇ દેહુ કળી કરમાઈ અરે,
થયાં સ્વેદથી વસ્ત્ર ભીજાઈ અરે પણ નાથ થયા નગણાજ ખરે;
મનથી મન સેજ ગયું પિગળી જેમ શાકર દુધની સંગ ભળી
કીધાં ભોજન નાથની સાથ મળી મુખવાસ સુવાસ અપાય અરે;
મુખ તાંબુલથી પીચકારી ઉડી, રે-અચાનક નાથને અંગ પડી,
સખી તે રજની અને તેજ ઘડી રસીયો રીસ લાવી રીસાય અરે;
સજી શસ્ત્ર શરીર શું અશ્વ ચડી રણ જાય પિયુ અરે હું થીલડી;
સખીઓ વિનવું તમ પાય પડી કરો જે રીત નાથ મનાય અરે.

## સાહેલીઓ, ઉતરા ૨૩

જોજે અલી હર્ષઘેલી થતી ભાન ભુલી જતી,
ન્યાળી રતી પતી સલુણી શાણી સ્નેહના સુરાજ્યમાં-હાં૦
જોજે અલી વલ્લભથી મળી વેલી વાકી વળી
ચાલી જતી ભુલી થઇને શાણી સ્નેહના, સુહાસમાં
પિયુ સંગ હાસ્ય લાસ્ય નેત્રના વિકાસમાં;
જડી રહી પ્રીતમ પ્રાણ પ્રેમ નાગ પાસમાં
દીલહર દર્શ સ્પર્શ હર્ષના પ્રકાશમાં;

ભલાભલા ભાગ્ય ભોગ યોગના વિલાસમાં—
બાળી ભોળી બાળા પ્રીતમ સંગ
વરી હસી ધરી અંગ ઉમંગ,
સોંપીને સ્વામીની સેવામાં અંગ,
માનીશ નીત્ય નવા નવા રંગ.
રેજો સ્વામીસંગ મળી અખંડ ભાગ્ય તારૂં ભાળી,
સાગર સંગમાં ગંગ મળી રહે જે રીતે સુભાગ્યમાં.

દ્રૌપદી— ૨૪

વા'રે આવો વિઠલ વનમાળી,
પ્રથમ અભય દાન આપ્યું તે સંભારી;
ઓથ નાથ વિશ્વનાથ છો તમારી
આશ દાસને જગન્નિવાશ ભારી;
અધવચ અંતરીયાળ રામા રડવડતી રહી
એકે નથી આધાર વાર કરો માં વાલમા.
ભાવિ ભકતનાં અનેક કામ કીધાં
ધ્રુવ અંબરીષને અભય દાન દીધાં;
કઠણ કષ્ટ સમયમાં કઠણ થશો મા
વ્હાલા બિરદ આપનું ભુલી જશો મા.

## ઉત્તરા—અભિમન્યુ— ૨૫

પ્રાણ છોડયા શું લઈ પ્રાણ મારા સંગાથ
પ્રાણ જાતાં આ પ્રાણ પ્રીયા પ્રાણ તારે હાથ
મરૂ ભટકી ભવ જંગની માહારે.........
તજી પ્રાણજીવન સાથ સુંદર સ્વામીનો સંગાથ
દીલે દીલ એક મળ્યું દીલથી જુદુ થાય શું
શુધ્ધ સ્નેહ સાગરનો સરીતાથી તજાય શું
શાણા સમજો છો વધુ કહેવું શુ કામનુ
નવ જાશો મોહન મન માનતારે—પ્રાણ૦

## ઉત્તરા—અભિમન્યુ — ૨૬

રસીક રમણી આપો આશીષ પ્રીતમને
યુધ્ધે જાવા વિજય પામવા—
રે રણમાં કરૂં કૌરવ ઠાર રસીક રમણી
થઇ શુરા પાપી શત્રુનાં હરો યુદ્ધમાં પ્રાણ
શ્રી મુરારી વિધ્નહારી હો તમારા સ્હાયકારી— રસીક

શાન્તિ! શાન્તિ!! શાન્તિ!!!

:—સમાપ્ત—:

# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજના જ્યાં જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે.

૧ સતી સંયુક્તા
૨ સંગીત લીલાવતી
૩ પવિત્ર લીલાવતી
૪ સતી પાર્વતી
૫ અશ્રુમતી
૬ રામ વિયોગ
૭ મ્યુનીસીપાલ ઇ.
૮ ભોજ કુમાર
૯ મરદારમા
૧૦ ઉમાદેવડી
૧૧ ગુણાવલી
૧૨ વિજયા વિજય
૧૩ મદન મંજરી
૧૪ ઉદયભાણ
૧૫ મોહીનીચંદ્ર
૧૬ ગીતા સુંદરી
૧૭ સતી સીતા
૧૮ ભદ્રાયુ
૧૯ સતી દ્રૌપદી
૨૦ આસુરી માયા
૨૧ શ્રી સત્યાગી
૨૨ નસીબ ફુલીયા
૨૩ સતી પદ્મીની
૨૪ અજીતસીંહ
૨૫ રૂકમીણી હરણ
૨૬ સતી દમયંતી
૨૭ કેશર કીશોરી
૨૮ ઉર્વશી
૨૯ રાંક કન્યા
૩૦ સુભદ્રા હરણ
૩૧ પવિત્ર લક્ષ્મી
૩૨ હંસા કુમારી
૩૩ કુસુમલતા
૩૪ ગુલબકાવલી
૩૫ અમરસીંહ
૩૬ કમકુગ
૩૭ નરસીંહ મહેતા
૩૮ કૃષ્ણ સુદામા
૩૯ સગાળશા
૪૦ મહાકવી કાલીદાસ
૪૧ રાજ રંગ
૪૨ પ્રહલાદ વિજય
૪૩ કૌરવપાંડવ ભા. ૧
૪૪ જળંધર સતી વૃંદા
૪૫ કૌરવપાંડવ ભા. ૨
૪૬ લલિત પ્રિયા
૪૭ સદ્દર્શ
૪૮ દેવી દેવહુતી
૪૯ મહારાજ અશોક
૫૦ સતી સુલોચના
૫૧ સરસ્વતીચંદ
૫૨ બોલતા કાગળ
૫૩ સિધ્ધાર્થ બુદ્ધ
૫૪ દગાબાજ દુનીયા
૫૫ દેવી દમયંતી
૫૬ માયાના વીર
૫૭ મયુરધ્વજ
૫૮ વિજયધ્વજ
૫૯ વલ્લભીપતી
૬૦ વસંતવિભા
૬૧ કામલતા
૬૨ સત્યવાદી હરીશ્ચંદ
૬૩ દેશ ભક્તિ
૬૪ સોનાનો મુગટ
૬૫ દીવાન
૬૬ રાજ સંસાર
૬૭ લક્ષ્મી
૬૮ વીરપુજન
૬૯ સમાજ સેવા
૭૦ વીર રમણી
૭૧ દેવી હોથલ
૭૨ દેશ દીપક
૭૩ સત્તાના મદ
૭૪ કીર્તિ સ્થંભ
૭૫ અજયચાપ
૭૬ અંશાવતાર
૭૭ વીર બ્રાહ્મણ
૭૮ શાંભર રાજ
૭૯ આત્મ નિર્ણય
૮૦ આર્ય અબળા
૮૧ સતી પ્રભાત
૮૨ શેરદી સિંહ
૮૩ વિધીના લેખ
૮૪ સાચા સજ્જન
૮૫ ઉગતો ભાનુ
૮૬ **વડીલોના વાંકે !**
૮૭ ઉદય પ્રભાત

શ્રી દેશી નાટક સમાજ—**હરગોવીંદદાસ જેઠાભાઈ શાહ.**